# રનો

# ઝુમખો.

ભાગ ૧ લો ૪૭૭૧

સંગ્રહી પ્રસિદ્ધ કર્તા

લાલ છોટાલાલ વ્યાસ

ઉમરેઠવાળા.

દાવાદ “ મહીકાંઠા ગેઝેટ પ્રીન્ટીગ પ્રેસ ” માં

વ્યાસ મોતિલાલ છોટાલાલે છાપી

પ્રત ૫૦૦૦ સને ૧૯૧૩

ગુજરાત વિદ્યાપીઠનું ... આરં જીવન ...

# સાવાપરો. ... જીવં..ઠન.

ગુજરાતી ... ... ઘટાડનાર અમૃતવેલી છે. એક દવાખાનું ખોલી શકાય છે. વૈદ દાકતરનાં બીલ ... જીવનોદય જરૂર વાપરો તે સંકટ વખતે તમ... ટુંકામાં એટલુંજ કે તે દીર્ઘાયુષ્ય ભોગવવાની છે અંદરનાં તેમજ બહારનાં તમામ દરદો ... તત્કાળ નાશ કરે છે એક શીશીથી આખુ દાવ... વાસકોટના ગજવામાં આખુ દવાખાનું રહિ શકે. બાટલી સાથે. કેટલોગ મંગાવો. મફત કી. ૨–૨ા તે...

સબ માલ મીલનેકા પત્તા.

## રોઝીના ડેપો. અમદા...

---

તૈયાર છે. મંગા...

## પુરાતની શાસ્ત્રોનો સારને આત્મ જ્ઞાનથી ભ...

નવી મહાન શોધ અજબ નવાઇ.

દુનીઆમાં કપટ કરનાર કોણ છે હોયતો આવી હમારી નવીન આત્મજ્ઞાન વાળી

## ☛ કર્મબાજી ☚

સાથે રમોકે કપટનું ચપટ કેવી રીતે થાય છે તેની ખા... બાજી કરી આપે છે આ બાજી મનને આન... ...માડી દીલગ... કરે છે ચાર આનાની પોષ્ટની ટીકીટો બીડી જ... જુઓ અને રમો વી. પી. થી. ખર્ચ વધુ ... બાજી મંગાવવી રમવાના સાહિત્ય સાથે મી...

... નામ

# અવેશના ઝુમખો.



## વારતા ૧ લી.

### કુંભાર અને ધોબી.

એક કુંભારની પાડોશમાં એક ધોબી રહેતો હતો. એ કુંભારનો
ડો રોજ ભુંક્યા કરે. તેથી પેલો ધોબી કાયર થયો. તે રોજ
શ્વરને વીનંતી કરે કે, હે પરમેશ્વર મહારાજ ! આ કુંભારનો ગધેડો
જાય તો બહુ સારૂં. એવી રીતે રોજ કહેવા લાગ્યો, પણ ગ-
ો મુવો નહીં, પણ તેને બદલે ધોબીનો બળદ મરી ગયો. તેથી
ી રડવા લાગ્યો, અને કહેવા લાગ્યો કે, અરે ! મારો પોઠીઓ મરી
ે પરમેશ્વર ! તું અંતરજામી છું, ચૌદ લોકનો નાથ છું, પણ
ળદમાં ને ગધેડામાં સમજતો નથી; તેમ બળદને ને ગધે-
ખતો નથી. કારણકે મેં તને કુંભારનો ગધેડો મરી જાય
ાનંતી કરી હતી, પણ મારો બળદ મરી ગયો, અરે ! ગધે-
બદલે તેં પ્રભુ, મારા બળદને મારી નાખ્યો.

આપણે બીજાનું બુરૂં ઇચ્છીએ તો આપણું પોતાનું બુરૂં થાય.

## વારતા ૨ જી.

### બુઝ્યો ભાટ.

ભુખ ઘણી* લાગી, તેવામાં ... આવ્યું. તે તળાવની પાળ ઉપર એક કણબી પટેલ ખાવાનું ખાવા બેઠો હતો પેલા બારોટે વિ ચાર કર્યો, કે આને હું કાંઇ તેના ઘરનો સંદેશો કહું તો મને એ ખાવાનું આપે, એવું ધારીને પેલા પાટીદાર પાસે આવીને રામરામ કરીને બેઠો. પણ પાટીદાર કાંઇ બોલ્યો નહીં, કે તેને ખાવાનું પુછ્યું નહીં. બારોટે બોલવા માંડયું ને કહ્યું કે, પટેલ તમારે ઘેર સર્વે ખુ શી છે. પટેલે પ્રશ્ન કર્યો કે મારી વહુ, છોકરો સૌ સારાં છે ! ઘોડી, કુતરો ઢોર ઢાંખર સૌ સારી પેઠે છે. પટેલ આ સારા સમાચ. સાંભળીને નીચું જોઇ ખાવા લાગ્યો, પણ ભાટનો ભાવ પુછ્યો નહી બારોટે વિચાર્યું કે સારા સમાચાર કહ્યા, પણ પટેલે ખાવા ન આપ્યું માઠા સમાચાર કહીશ તોજ તે બધું ખાવાનું મને આપીને રસ્તે પ' એવો વીચાર કરે છે, તેટલામાં ત્યાં એક કુતરો આવીને ઉભો ; એટલે તેના સામું જોઈ બારોટ બોલ્યો, કે પટેલ આપણો કુતરો જીવ્યો હોત તો આવો થાત. એમ કહી પટેલને બારોટે ઉભેલ કુતરો દેખાડયો. પટેલ બોલ્યા, કે શું મારો કુતરો મરી ગયો ? શું થયું ? બારોટે ધીરેથી ખુલાસો કર્યો કે, બાપજી આપણું હાડકું કરડવાથી તેને હડકવા હાલ્યો તેથી તે મરી ગયો. પટ લ્યા કે અરે ! ઘોડી મરી ગઈ ? બારોટે જવાબ દીધો કે, હા સ જે દહાડાનાં પટલાણી ગુજરી ગયાં ત્યારથી ઘોડીની બરદાસ કોણ ક પટેલ કહે હાય હાય ! પટલાણીને શું થયું ? બારોટ બોલ્યો કે. ટલાણી બાપડી શું કરે ? છોકરાના બળાપાથી તેનો જીવ ગયો.

ઝુરી ઝુરીને મરી ગઇ. ત્યારે શું છોકરો પણ મરી ગયો ? તેને થયું ? પટેલે અધીરાઇથી સવાલ કર્યો. બારોટે કહ્યું કે આવ- તુટયો, બાકી વાવાઝોડું થયું તેમાં ઘર પડી ગયું, ને ... દાઇ મુવો. આવી વાત સાંભળતાં પટેલને ખાવાનું

... આપી ...

# વારતા ૩ જી

## નીમાળા ચુંટનાર નોકર.

એક સખસ રાજાની કચેરીમાં બેસીને રોજ પોતાની દાઢીના નીમાળા ચુંટયા કરે. એક દીવસ રાજાએ એની બેઅદબી માટે ઠપકો આપી કહ્યું કે, બેવકુફ, તને આ શી ટેવ પડી છે, કે બેઠા બેઠા કચેરીમાં નીમાળા ચુંટે છે. આજ પછી જો મારા દેખતાં એવું કરશે તો તને મોટી સજા કરીશ. પેલાએ રાજાનો હુકમ માની ત્યારથી તેણે ચાર દીવસ નીમાળા ચુંટવાનું કામ બંધ રાખ્યું. એક દીવસ રાજાને કંઇ કામ હતું, તે બીજા કોઇથી ન બન્યું પણ પેલા સેખસે એ કામ કરવામાં ફતેહ મેળવી. ત્યારે રાજા ઘણો રાજી થયો, અને તેને શીરપાવ આપવા માંડયો ને જે માગે તે આપવા જણાવ્યું. ત્યારે પેલાએ કહ્યું કે, સાહેબ, મારે શીરપાવ નહીં જોઇએ. હું એટલું માગું છું, કે મારી દાઢીના નીમાળા ચુંટવા દો. રાજા જે માગે તે આપવાને વચનથી બંધાયેલો હતો; તેથી તેને નીમાળા ચુંટવાની છુટી આપી. પણ મનમાં ખ્યાલ કર્યો કે રૂડી ભુંડી પોતાની ટેવને માણસો છોડી શકતાં નથી.

# વારતા ૪ ચોથી.

## આળસુ વાણોતર.

એક આળસુ માણસ હતો, તે કોઇ વેપારીને ત્યાં ચાકરી કરવાની ઉમેદથી ગયો, ને શેઠને જઇ કહ્યું, કે સાહેબ મને નોકર રા- ...ીએ કહ્યું, કે તું આળસુ છું, અને તને બધી -ની-

આ ઓળખે છે, માટે તને નહીં રાખું. ત્યારે આળસુ બોલ્યો નિઆ દોરંગી છે, ગમે તેમ બોલે. પણ હું તમારું કામ બ- બજાવીશ. ત્યારે વેપારીએ તેને ચાકર રાખ્યો. એક દીવસ વેપારીની પાસ આળસુ બેઠેલો છે, તેને શેઠે કહ્યું કે, જોની બારે વરસાદ આવે છે? ત્યારે આળસુએ જવાબ દીધો, કે હા સાહેબ વરસાદ આવે છે. શેઠ બોલ્યા, કે અલ્યા બેઠા બેઠા તેં કેમ જાણ્યું? તું મારી પાસે બેઠો છું. ત્યારે આળસુ બોલ્યો કે સાહેબ, હમણાં એક ભીંજાએલી બીલાડી મારી પાસે ઘસડાઇને ગઇ તેથી મેં જાણ્યું. શેઠે બહાર જઇને જોયું તો વરસાદ નહીં હતો. શેઠે ચીડાઇને કહ્યું, કે ક્યાં છે વરસાદ,જુઠું બોલે છે? આળસુએ ઉત્તર આપ્યો, કે શું હું તમારે ઘેર વરસાદ જોવા રહ્યો છું? એમ વરસાદ જોયાં કરું તો નોકરી કયારે બજાવું? એ વિના બીજું કામ કહો. આ ઉપરથી સમજાશે કે આળસુ માણસો પોતાનો બચાવ જુઠું બોલીનેજ કરે છે.

---

## વારતા ૫ મી.

---

### ખરાબ અક્ષરવાળો કાગળ લખનાર.

એક સખસ કાગળ લખાવવા બીજાની પાસે ગયો, ને કહ્યું કે, ભાઇ આટલો કાગળ લખી આપે છે? ત્યારે તેણે જવાબ દીધો કે, ભાઈ કાગળ લખું તો ખરો, પણ મારો પગ દુખે છે. ત્યારે પેલો બોલ્યો, કે હું તને કંઈ કાગળ આપવા જવાનું નથી કહેતો, તારે તો બેઠાં બેઠાં બે આંકડા લખી આપવાના છે. ત્યારે પેલા આદમીએ કહ્યું, કે તું ઠીક કહે છે, પણ હું જ્યાં કાગળ લખું, ત્યાં મારે ગયા વીના ચાલે તેવું નથી, કારણ કે મારૂં લખેલું કોઇથી વંચાતું નથી. ખરાબ અક્ષર લખવાની મુશકેલી આ ઉપરથી માલુમ પડે છે.

## વારતા ૬ ઠી.

### હકીમને તેડવા જનાર વાણોતર.

એક આળસુ માણસ એક સખસને ત્યાં ચાકર રહ્યો, તેને તેના શેઠે કહ્યું, કે ફલાણાને ત્યાં જોઇ આવ કે તે ઘરમાં છે? ત્યારે આળસુએ જલદીથી જવાબ દીધો, કે સાહેબ! તે ઘરમાં નથી. ફરી શેઠે કહ્યું કે, બજારમાંથી જા કેરી લઇ આવ. ત્યારે તેણે જવાબ દીધો કે સાહેબ, બજારમાં આજ કેરી મળનાર નથી. ત્યારે શેઠ ગુસ્સે થઇને બોલ્યા કે, હું તને જે કહું છું, તેનો તું તરત જવાબ વાળે છે, માટે તારાથી જો નોકરી ન બને તો ના કહે, હું તને રજા આપું. ત્યારે આળસુએ કહ્યું, કે શેઠજી, હું ગરીબ માણસ બચરવાલ મારાં બચ્ચાંની પરવરશી તમો વીના કોણ કરશે. ત્યારે શેઠને દયા આવી, ને રાખ્યો. પછી એક દહાડો શેઠાણી માંદી પડી. ત્યારે શેઠે પેલાને કહ્યુ કે, જા જલદી હકીમને તેડી લાવ. ત્યારે આળસુ ઉઠીને ધીમે ધીમે પોતાને ઘેર ગયો. પછી 'જઉછું' એવો મનસુબો કરી સુઇ ગયો, અને ઘસઘસાટ ઉંઘવા લાગ્યો. હવે પેલા શેઠની બૈરી તો એકાએક મરી ગઈ, તેને બાળી બોરીને આવ્યા, રડાપીટ બંધ પડી, ત્યાર પછી તે આળસુ ઉંઘમાંથી જાગ્યો, ને શેઠને ઘેર જઇને કહેવા લાગ્યો કે, અરે સાહેબ, હકીમ તો મળ્યો નહીં. હું તો સવારનો બેસીને થાક્યો, પણ કંઇ બહાર ગયો છે, તે હજી આવ્યો નહીં. તમારી રજા હોય તો પાછો તેને ઘેર જઇ બેસું. ત્યારે શેઠ ગુસ્સે થઇને કહેવા લાગ્યો કે, કમબખ્ત, હવે હકીમને શું કરૂં? શેઠાણી તો મરી ગઇ! ને તેને ઠેકાણે કરીને બેઠા, ત્યારે તું હકીમને ત્યાં જઇને આવ્યો. તારી ચાલ ઘર દહાડાથી ધીમી છે. નોકર બોલ્યો કે, સાહેબ, કે તમે મરો, પણ હું મારી ચાલ કંઇ મુકું નહીં.

આ વાતનો સાર એ છે કે, માણસને જે ટેવ પડી, તે કંઈ તજે નહીં; પછી તેને પોતાને કે બીજાને ગમે તેટલું ખમવું પડે.

---

## વારતા ૭ મી.

---

### બે વટેમાર્ગુ અને ડોશી.

બે વટેમાર્ગુ એક ડોશીને પોતાનો માલ સોંપીને જાત્રાએ ગયા, અને ડોશીને કહ્યું કે, અમે બંને જણા સાથે આવીએ, ત્યારે અમને અમારો માલ પાછો આપજો, એવું કહીને ગયા. કેટલાક દીવસ ગયા પછી પેલામાંનો એક સખસ આવ્યો, ને ડોશીને કહ્યું કે, અમારો માલ આપો. ડોશીએ જવાબ દીધો કે, તમે કહ્યું હતું બે જણ સાથે આવીએ, ત્યારે માલ આપજો, માટે એકલાને નહીં આપું. ત્યારે પેલો માણસ બોલ્યો કે, મારો જોડીદાર મરી ગયો, માટે ક્યાંથી લાવું? તું હવે મને તે માલ આપી દે. ત્યારે ડોશીએ બધો માલ તેને આપ્યો. થોડા દીવસ પછી બીજો સખસ આવ્યો, ને ડોશીને કહ્યું કે, મારો માલ આપ. ડોશીએ જવાબ દીધો કે, તે તો તારો જોડીદાર લઇ ગયો. મેં ના કહી ત્યારે તેણે કહ્યું કે તે મરી ગયો, માટે મને આપ, અને તેથી મેં તેને આપ્યો. તે લડતાં લડતાં કાજીને ઘેર ગયાં, ને હકીકત કહી. ત્યારે કાજી બોલ્યો કે, બાઇ, તારી સરત એવી છે કે બે જણ આવીએ, ત્યારે આપજો. માટે જાઓ, તું ને તે બે જણ આવશો ત્યારે હું અપાવીશ.

---

## વારતા ૮ મી.

### કોઠાં કરતાં કાંદા કુળા.

એક જમીનદાર કોઇ પ્રગણાનો હાકેમ નીમાઇને ગયો, અને તેના તાબાના ગામોમાં ફરવા નીકળ્યો. તે એક ગામમાં ગયો, તે ગામના ચાર ડાહ્યા માણસોએ મળીને વિચાર કર્યો કે, આપણા ગામમાં નવા હાકેમ આવ્યા છે, માટે આપણા ગામની કંઇ નવાઇ તેમની પાસે ભેટ કરીએ તો સારૂ. ત્યારે એક જણે કહ્યું કે આપણા ગામમાં કોઠાં ઘણાં સારાં થાય છે, માટે તે પાંચ પચીશ લઇ જઇને ભેટ કરીએ. ત્યારે બીજાએ કહ્યું કે, આપણા ગામમાં કાંદા સારા થાય છે, માટે તે ભેટ કરીએ. બધાને આ વાત ગમી. તેથી એક કાંદાની ટોપલી લઇ તેઓ હાકેમની સલામે ગયા, અને જણાવ્યું કે સાહેબ! અમારા ગામમાં કાંદા બહુ સારા થાય છે, તેથી આપને ભેટ મુકવા લાવ્યા છીએ. એ સાંભળીને હાકેમ ગુસ્સે થયો, અને કાંદા લાવનારાઓને છુટા કાંદાથી મારવા સીપાઇને હુકમ કર્યો. આથી પેલા ગામના આગેવાનોને સીપાઇઓ છુટા કાંદાથી મારવા માંડયા. તેઓ નાશી છુટયા. પછી પેલા કોઠાંની ભેટ કરવાનું કહેનારે કહ્યું કે, મારૂં માન્યું નહીં, ને આગતું ડહાપણ કર્યું, તેથી આ માર ખાવાનો વખત આવ્યો. ત્યારે પેલો કાંદાવાળો બોલ્યો કે ભાઇ, સારૂં થયું, નહિ તો કોઠાં લઇ ગયા હોત તો મારથી માથાં ફુટી જાત, ને લોહીલુહાણ થાત. કાંદા એથી કુળા તેથી બચ્યા.

## વારતા ૯ મી.

### દુર્જનથી દેવતા પણ ડરે.

છોકરા હતા. તેમાં એક ગરીબ અને બીજો

સેતાન હતો. એઉ છોકરાને લઇને મીયાં પીરની દરગામાં રોજ જાય, ને પીરને ફુલ ચડાવે. મીયાનો ગરીબ છોકરો પણ બાપની માફક ફુલ ચઢાવતો હતો, ને બંદગી કરતો હતો; પણ પેલો સેતાન છોકરો પીરને પાંચ પાંચ ખાસડાં મારતો હતો. પીર ઘણે દીવસે કાયર થયા, ને મીયાંને સ્વપ્નું આપ્યું કે, તારા હરામી છોકરાને વાર, નહીં તો ગરીબ છોકરાને હું ખાઈ જઇશ. મીયાં બોલ્યો કે બાપજી, ગરીબને શું કરવા ખાવ, એ સેતાનનેજ ખાઓની. પીર બોલ્યો કે હરામીને ખાવાની હીંમત હોત તો ખાસડાં શું કામ ખાત? એ તો દુર્જન છે.

## વારતા ૧૦ મી.

### અફીણીયાના ઝોકામાં વરસાદ.

એક અફીણીઓ લશ્કરમાં નોકર રહ્યો. એ લશ્કરના ઉપરીએ તેને કુચ કરવાનો હુકમ આપ્યો, એ સાંભળીને પેલો અફીણીઓ એક દીવાલ પાસે પેશાબ કરવા બેઠો, ત્યાં બેઠાં બેઠાં તેને ઝોકું આવ્યું, ને માથું છેક નીચું નમી ગયું, એથી તેના મોઢા ઉપર પેશાબના છાંટા પડયા, અફીણીઓ ઝોકામાંથી જાગીને ઉઠયો, ને પોતાના સરદારને જઇને કહ્યું કે સાહેબ, તમે કુચ કરવાનું કહોછો, ને વરસાદની ઝડી તો એવી પડે છે કે કંઇ વાત નહીં. સરદારે વરસાદ આવવાનો ઇનકાર કર્યો, ત્યારે પેલા અફીણીઆએ મોઢા ઉપર પડેલા છાંટા બતાવ્યા.

## વારતા ૧૧ મી.

### ગરીબ ઘોડાવાળાની હીકમત.

એક માણસ ગરીબ હતો, તેણે ઘોડો રાખ્યો.

બવશાવવા મળ્યું નહીં, ત્યારે તેણે એક હીકમત કરી, તેણે તબેલામાં ઘોડાને એવી રીતે બાંધ્યો કે હમેશા જ્યાં તેનું મોઢું રહેતું, ત્યાં પાછલા પગ અને પુંછડું રહે, અને જ્યાં પાછલા પગ અને પુંછડું રહેતું, ત્યાં મોઢું આવે, આવી રીતે ઘોડાને બાંધીને ગામમાં ડાંડી પીટાવી કે જેને અજબ તરેહનો તમાસો જોવો હોય, તે મારા તબેલામાં આવજો. ત્યાં જોવા આવનારને ઘોડાના મોંઢાની જગાએ પાછલા પગ અને પુંછડાની જગાએ મોઢું માલમ પડશે. આ વાત સાંભળીને ઘણા લોકો જોવા આવ્યા, ઘોડાના માલીકે જોવા આવનાર માટે ચાર પૈસાની ટીકીટ રાખી હતી, અને ખુબી એવી કરી હતી, કે તે તબેલાનું એક બારણું વાસેલું હતું, અને એક ખુલ્લું રાખ્યું હતું, એટલે ચાર પૈસા આપી દરેક માણસ અંદર જોવા જતા હતા, અને જોઇને મુંગા મુંગા બહાર આવતા હતા, અને બીજાઓ પુછતા તેને જવાબ આપ્યા વીના રસ્તે પડતા હતા. આ હીકમતથી ઘોડાના માલીકને ઘોડાનો વરસનો ખોરાક એક દીવસમાં મળી ગયો.

---

## વારતા ૧૨ મી.

---

### દુખે પેટમાં ને ઓસડ આંખમાં.

એક સખસ હકીમને ઘેર જઇ કહેવા લાગ્યો કે મારા પેટમાં ઘણું દુખે છે, માટે મને કાંઇક દવા આપો, હકમે પુછ્યું કે કાલે શું ખાધું હતું? દરદીએ જવાબ દીધો કે ગઇ કાલે મેં બળેલી ભાખરી ખાધી હતી. એટલે વૈદે તેની આંખમાં ઓસડ આંજ્યું. દરદીએ અજાયબ થઇ પ્રશ્ન કર્યો, કે દુખે છે પેટમાં ને આંખમાં ઓસડ કેમ આંજ્યું? વૈદે ખુલાસો કર્યો, કે પહેલાં તારી આંખ સારી થવી જોઇએ ... તે આંખે સુઝતું હોત, તો બળેલી ભાખરી ખાત નહીં, ... વખત આવત નહીં.

## વારતા ૧૩ મી.

### એક છતાં ચારના ગુણ.

એક સમે બાદશાહે બીરબલને કહ્યું કે, ચાર માણસ એવા લાવ કે એક શરમાળ, એક બેશરમ, એક બીકણ અને એક બહાદુર એવા ચાર માણસ જોઇએ. બીજે દીવસે બીરબલ એક બાઇડીને લાવ્યો, ને તેને બાદશાહની કચેરીમાં ઉભી કરી. બાદશાહે બીરબલને કહ્યું, કે મેં તારી પાસે ચાર જણ માગ્યા, ને તું એક લાવ્યો, બીજાં ત્રણ કયાં છે? બીરબલે જવાબ દીધો કે, સાહેબ એ એક છે, પણ ચારેના ગુણ એનામાં છે, કેમકે કુદરતી રીતે એનામાં શરમ ઘણી છે, વળી બોલવામાં આવે ત્યારે બેશરમ બહુ બની જાય છે, ત્રીજું ધણી સાથે હોય તો બીકણપણું બતાવે છે, અને છાનું કામ કરતી વેળા એવી બહાદુરી દેખાડે છે, કે તે જોઈ તાજુબ થઇએ. બાદશાહે એ વાત કબુલ રાખી.

## વારતા ૧૪ મી.

### ચાકરને માર ને શેઠને કંસાર.

એક શેઠે ચાકરને કહ્યું કે, સવારના પહોરમાં બે કાગડા જોડે બેઠા હોય, ત્યારે તુરત મને દેખાડજે. એમ કરતાં એક દીવસ બે કાગડા જોડે બેઠેલા જોઇ ચાકરે શેઠને કહ્યું કે, સાહેબ, જોવા ઉઠો બે કાગડા સાથે બેઠા છે. શેઠ જોવા બહાર આવ્યા, ત્યાં એક કાગડો ઉડી જવાથી એકજ દીઠો. આથી શેઠ ચાકર ઉપર ગુસ્સે થયો, ને પોતાને નકામી તકલીફ આપી તેથી ખીજાઇને ચાકરને
થોડી વાર થઇ ત્યાં શેઠને ત્યાં કંઇ ઓચીંતી

પેલા ચાકરે કહ્યું કે, સાહેબ, તમે એક કાગડો દીઠો તેથી વધામણી મળી, ને મેં એ કાગડા સાથે બેઠેલા દીઠા, ત્યારે મને માર પડ્યો. પેલા ચાકરની આ વાત સાંભળીને શેઠ ખુશી થયા, ને તેની અક્કલ જોઇ તેને ઇનામ આપ્યું.

---

## વારતા ૧૫ મી.

### ઓઃ ને હાયની માગણી.

એક અમીર હતો, તેણે પોતાના ચાકરને ઓઃ ને હાય એ વાનાં લઇ આવવાની આજ્ઞા કરી. ચાકર ગામમાં ઘેર ઘેર ફર્યો, ને દરેકની પાસે ઓઃ ને હાય, એ બેવાનાંની માગણી કરી, સાંભળનારાએ તેની મશ્કરી કરી ઉડાવવા માંડ્યો, પછી એક સખસ તેને મળ્યો, તેણે કહ્યું કે, તારે જે જોઇએ છીએ તે મારી પાસે છે, બીજે કંઇ મળનાર નથી, એમ કહીને પછી એક કુલડીમાં વીંછી ભરી તેનું મોઢું બાંધીને તેને આપી, ને તે શેઠને આપવા સુચવ્યું. ચાકરે શેઠ પાસે એ કુલડી લાવીને મુકી, અને કહ્યું કે ઓઃ ને હાય બંને એમાં છે. અમીરે રાજી થઇને કુલડીનું મોઢું છોડ્યું, ને તેમાં શું છે, એ જોવાને હાથ નાખ્યો, એટલે આંગળીએ વીંછીએ ચટકો માર્યો, એટલે અમીરે ઓઃ કહીને બુમ પાડીને બળત્રા બહુ થવાથી હાય હાય બોલવા માંડ્યું, ચાકરે ઠાવકું મોં રાખીને અમીરને કહ્યું કે જુઓ સાહેબ, એ બંને વાનાં કુલડીમાંથી મલ્યાં કે ? શેઠ સાંભળીને પોતાની નાદાની માટે શરમાયો.

---

## વારતા ૧૬ મી.

### મો ઢાંકી નીમાજ પડનાર હકીમ.

એક ... જ્યારે નીમાજ પડવા જાય, ત્યારે પોતાના મો...

ઉપર લુગડું ઢાંકીને જાય. આ તેઇને એક સખસે તેમને પુછ્યું, કે તમે નીમાજ પડવા જાઓ છો, ત્યારે મો ઉપર લુગડું કેમ ઢાંકો છો? હકીમે જવાબ આપ્યો કે આ કબરોમાં જે મુડદાં સુતાં છે, તે બધાં મારી દવાઇથી મરી ગયાં છે, તેથી મને તેમની શરમ લાગે છે.

---

## વારતા ૧૭ મી.

---

### બે બોલનું જનાવર.

એક રાજાના ગામમાં એક સોદાગર હાથી તથા ઘોડા વેચવાને આવ્યો, તેની પાસેથી એક હાથી રાજાએ વેચાતો લીધો, હાથી ઘણો સુંદર હતો. તેને જોવાને ઘણા લોકો આવ્યા, એમાં લાલ બુજરગ પણ હતા. રાજાએ તેમને કહ્યું, કે જુઓ બુઢા આ જનાવર કેવું છે? આ-થી પુલાઇને લાલ બજરગે એકઠા થએલા લોકોને કહ્યું, કે તમે શું સમજો. આઘા ખસો, મને જોવા દો. લાલકાકા હાથી પાસે ગયા, ને વાંકા વળી વળીને તેને જોવા લાગ્યા. આથી પેલા સોદાગરને ચીન્તા થઇ, કે રખેને આપણા હાથીની કંઇ ખોડ કાઢશે. ને બાદશાહ હાથી પાછો આપશે. આ બુઢા બડો પહોંચેલો છે, માટે આપણે તેને પાસે બોલાવીને પાંચ પચીસ ડામીએ, ને કહીએ કે સાહેબ અમારી આબરૂ તમારા હાથમાં છે, એમ તદબીર કરીએ તો કાંઇ બોલે નહીં, ને આપણું કામ થાય. સોદાગરે લાલ બુજરગને પોતાની પાસે બોલાવ્યો, અને જ્યાં રૂપીઆ આપવા વીચાર કરે છે, ત્યાં બુઢો બોલ્યો, કે સોદાગરજી આ જનાવરનું મોઢું ક્યાં છે? અને બે તરફ પુંછડાં કેમ છે? માટે મોઢું કયું ને પુચ્છડું કયું? આ સાંભળીને સૌને હ-સવું આવ્યું, અને સોદાગરે જાણ્યું કે આ બુજરગ અક્કલના ઓર મીર છે, માટે પૈસા આપવા નકામા છે, વળી બુ... પાછળ

ભાઈ આ જનાવરનું નામ શું છે? ત્યારે સોદાગરે જવાબ દીધો કે જનાબ, હાથી. એટલે લાલકાકા બોલ્યા કે અલ્યા! તું મને ઠગે છે. આવડું મોટું જનાવર ને નામ ત્યારે બે અક્ષરનું. હાથીથી નાનો ગધેડો તેના ત્રણ અક્ષર ને આના બે એ કેમ મનાય?

## વારતા ૧૮ મી.

### હાથીનું પગલું કે ઘંટીનું પડ.

એક સમે વરસાદના દહાડા હતા, ત્યારે લાલબુજરગ પોતાના દોસ્તદારો સાથે ફરવા ગયા. ત્યારે રસ્તા વચ્ચે એક હાથીનાં પગલાં પડેલાં દીઠાં, તે જોઇને પેલા દોસ્તદારે પુછ્યું જે લાલકાકા, આ શેનું હશે છે? ત્યારે લાલકાકા બોલ્યા કે અરે! તમારી શી વલે થાત, આ તો હું સાથે છું, નહીં તો તમે કોને પુછત? ને બીજું તમને બતાવે એવું પણ કોણ છે? પણ હું સમજુછું તે કહીશ.

દુહો.

બુજે તો લાલ બુજરગ બુજે, ઓર ન બુજે કોય;
પાઉંમેં ચકી બાંધ કર, હરણ કુદેલ હોય.

અરે! દોસ્તો સાંભળો, હું તો એમ ધારૂં છું કે, હરણને પગે નુ પડ બાંધ્યું હશે, અને તે કુદતું કુદતું નાશી ગયું હશે, તેનાં આ નિશાન પડયાં છે!

## વારતા ૧૯ મી.

### સુદાની સુરઆદાની.

એક દીવસ લાલ બુજરગ પોતાના દોસ્તદારો સાથે જતા હતા. નામાં કાંકરી બેસાડવાનો મોટો પથરનો રોલ પડેલો દીઠો.

દોસ્તોએ પુછ્યું કે લાલકાકા આ શું છે? ત્યારે ધારી ધારીને લાલ કાકા જોવા લાગ્યા, અને પછી કહ્યું કેઃ—

દુહો.

બુજે તો લાલ બુજરગ બુજે, ઓર ન બુજે ગ્યાની;
અસમાનસેં જમીનપેં ગીરી, અલ્લાહમીયાંકી સુરમેદાની.

અરે! ભાઇઓ, તમે નહીં સમજ્યા, એ જુઓ, પરમેશ્વરની ધાણી છે, એ પાપીઓને પીલવાની આકાશમાંથી અહીં પડી ગઇ છે.

## વારતા ૨૦ મી.

### ફકીરનો સવાલ.

એક ફકીરે એક સાહેરના મહેલ તળે જઇ સવાલ કર્યો, એ બાપુ સોદાગીર, આ ફકીરને કંઇ આપે છે? આ મોટી હવેલી શા કામની છે?' એક દહાડો બધી બળી જશે, માટે ફકીરની દુવા લે અને ચાકરી કર. ત્યારે સોદાગીર ગુસ્સે થઇને કહેવા લાગ્યો કે, અલ્યા ભીખારી માગવા નીકળ્યો છે, ને અહીં હવેલી બાળે છે? ફકીરે જવાબ દીધો કે શું કરું, પેટમાં આગ લાગી છે- આટલું કહી ચાલતો થયો. સોદાગીર, ફકીરની બેપરવાઇ જોઇને ખુશી થયો, ને મનમાં વીચાર્યું કે "પેટનો બળ્યો ગામ બાળે" તે આનું નામ.

## વારતા ૨૧ મી.

### બે ગધેડાનો બોજ.

એક બાદશાહ પોતાના શાહજાદા સાથે જંગલમાં શીકારે ગયો. ગરમી ઘણી હતી, તેથી અકળામણના લીધે પોતાનો તથા પો ાહજાદાનો ડગલો કાઢી પાસે એક હાજરજવાબી ...